# કીમિયાગર

અથવા

## અપ–ટુ–ડેટ મવાલી

છપાવી પ્રસિદ્ધ કરનાર

**બાપુલાલ બી. નાયક.**

માલિક—મુંબઇ ગુજરાતી નાટક મંડળી.

**ભારતભુવન થીએટર--અમદાવાદ.**


આવૃત્તિ ૧ લી. પ્રત ૩૦૦૦.

+34





સંવત ૧૯૮૬ ઈ. સ. ૧૯૨૯

મૂલ્ય ૦–૪–૦

# કીમિયાગર

અથવા

## અપ-ટુ-ડેટ-મવાલી



## ટુંક સાર

### અંક પહેલો

#### મંગલાચરણ અને વસ્તુ સૂચન

#### પ્રવેશ પહેલો—વિકટોરીયા ગાર્ડન.

મુંબઇનો અપ-ટુ-ડેટ મવાલી નાનુ નાણાવટી પોતાના સાથીદારો મીનુ, ખુશરૂ અને નંદુને ભોળા લોકોને ઠગવાની કીમિયાનીયુક્તિ સમજાવે છે અને તેમના ગયા પછી ફીમેલ બૉર્ડીંગહાઉસમાં ભણતી કાન્તાને પોતાના પ્યારમાં ફસાવી તેની પાસે સીલ કરેલું પેકેટ છે તેનો ભેદ જાણવા નાનુ નાણાવટી આવે છે અને કાન્તાને ભોળવે છે, કાન્તા પેકેટ લેવા બોર્ડીંગમાં જાય છે, ત્યાં શ્રીપતરાયનો કાન્તાને ભેટો થાય છે પેકેટનો ભેદ ખુલે છે અને પિતા પુત્રીની અચાનક પીછાણ થાય છે, અને નાનુ પરણેલો છે એની કાન્તાને જાણ થાય છે, શ્રીપતરાય જાય છે નાનુ આવે છે કાન્તા તેની સાથે વાત નહિ કરતાં ચીડાઇને ચાલી જાય છે નાનુ વહેમાય છે.

## પ્રવેશ બીજો—પોલીસ સ્ટેશન.

નાનુ નાણાવટી શ્રીપતરાય દેસાઇને ફસાવવા અને સીલ કરેલું પેકેટ મેળવવા પોલીસ ઇન્સ્પેક્ટર નરીમાનને ઉલટુ સુલટુ સમજાવ-વાનો પ્રયત્ન કરે છે, નરીમાન દાદ આપતો નથી નાનુ જવા માંડે છે પણ શ્રીપતરાયને ત્યાં આવનો જોઇ છૂપાઇ જાય છે, નરીમાન અને શ્રીપતરાય વચ્ચે રેસની બદી ઉપર વાટા ઘાટ થાય છે રીતુરી ભાષણ નહિ કરવાની ધમકી આપી નરીમાન શ્રીપતરાયને મુંબઇ છોડી ચાલ્યા જવાનો હુકમ કરે છે અને શ્રીપતરાયનાજવા પછી ઓલ્ડ કોન્વીકટસ બ્લેક બુક તપાસે છે તેમાં આરોપી રામલાલના ચહેરા સાથે શ્રીપતરાયના ચહેરાનું મળતાપણુ હોવાથી નરીમાન શંક્તિ થઈ નાનુને ટેલીફોન કરે છે, છૂપાઇને સાંભળનો નાનુ હાજર થાય છે અને શ્રીપતરાય પાસે એક સીલ કરેલુ પેકેટ છે એવું સમ-જાવી નરીમાનને ઉશ્કેરે છે, કંઇક ગુપ્ત બાબત હશે એમ સમજી નરીમાન શ્રીપતરાયના નામનુ વૉરંટ લેવા જાય છે.

## પ્રવેશ ત્રીજો—સોનેરી ટોળીની અંધારી ગુફા.

નાનુ નાણાવટી સિદ્ધના સ્વાંગમાં ભોળા લોકોને ઠગવાનું કાવત્રુ કરે છે. રૂપીઆ દસની નોટમાંથી સોની અને સોની નોટમાંથી હજારની નોટ બનાવવાની કીમિયાની વાતોથી ભોળવાઇ કેટલાક માણુસો બનાવટી સિદ્ધનો ચમત્કાર જોવા અને વગર મહેનતનો પૈસો મેળવવા આવે છે અને નાનુ નાણાવટીના સિદ્ધના આડંબરમાં અંજાય છે એ નવા શીકારોમાં સપડાએલા બદી અજાણીઆને રૂપીઆ સોની નોટની એક હજારની નોટ નાનુ આપે છે અને તેની પાછળ પોતાના બદમાસ સાથી મીનુને ખીસ્સુ કાતરી રૂપીઆ એક હજાર લઇ આવવા મોકલે છે, રસિક નામના મળતીઆની સોબતમાં

સપડાએલો ભોળો ધનીક જુવાન રમણુલાલ નાનુના કીમિયાની વાતોથી ભોળવાઈ રૂપીઆ પચાસ હજાર ગુમાવી બેઠો છે: તે આજે પોતાની સ્ત્રીના દાગીના વેચી તેની ચાંદીની પાટો લઇ તેનું સોનું કરાવવા આવે છે, કારણુ કે કીમિયાના પ્રયોગમાં નોટો બળી જાય છે એમ કહી નાનુ નાણુાવટીએ એ રૂપીઆ પચાસ હજાર હજમ કર્યાં હતા. ચાંદીનુ સોનું કરાવવા આવેલો રમણુ બદમાસ નાનુની ચાલાકીથી પૂરેપૂરો પાયમાલ થાય છે.

## પ્રવેશ ચોથો—રસ્તો.

રૂપીઆ સોની નોટના એક હજાર કરી ઘેર જતા અદી અડાજનીયાનું બીનુ ખીસ્સુ કાતરી લે છે, અદી ગભરાઇને બૂમરાણુ મચાવી મૂકે છે, ગડબડ સાંભળી ગોવા આઇસ ફેકટરીના માલીક શ્રીપતરાય દેસાઇ ત્યાં આવે છે ને અરદેશરને નીતિનો માર્ગ બતાવી તેની દયાખાઇ રૂપીઆ સો ધીરે છે તે પણુ બદમાસ બીનું ખીસ્સુ કાપી લઇ લે છે અને ખુશરૂની સાથે ભોળા ડરપોક અદીને મદદ કરવાને બ્હાને તેના શેઠની તીજોરી લૂંટવા જાય છે.

## પ્રવેશ પાંચમો—રમણુલાલનુ મકાન.

રમણુની પત્ની રમા રમણુને રસિકની સોબત છોડી દેવા સમજાવે છે ભોળા દિલનો રમણુ રસિકને સન્મિત્ર માને છે, ત્યાં રમણુને પાયમાલ કરનાર રસિક તેના ખરા સ્વરૂપમાં જાહેર થાય છે, રમા તેને ધિક્કારી ધક્કા મરાવી ઘર બહાર કઢાવી મૂકે છે, રમણુ ગુસ્સામાં રસિકની પાછળ પીસ્તોલ લઇને જાય છે.

## પ્રવેશ છઠ્ઠો—રસિકલાલનો બંગલો.

બીનુ, ખુશરૂ અદી સાથે [illegible] ઘુસી નાનુ નાણુાવટીની મદદથી તીજોરી લૂટે છે ત્યાં [illegible] રસિકપર વેર લેવા આવે છે નાનુ તેને મારી બેહોશ કરે [illegible] સાંભળી રસિક આવે છે;

રકઝકમાં નાનુ રસિકનું ખૂન કરે છે અને રમણ પાસે પીસ્તોલ મૂકી અદીને લઇ નાસી જાય છે. આ દરમ્યાન અદી ફલેશ લાઇટથી આ પ્રસંગનો ફોટો પાડી લે છે, રમણ શુદ્ધિમાં આવતાં રસિકનું ખૂન થએલું જોઇ ગભરાય છે અને પોલીસને આવતી જોઈ નાસી જાય છે, પોલીસ ઇન્સ્પેક્ટર નરીમાન આવી તપાસ કરે છે, રમણની પીસ્તોલ પકડાય છે.

### પ્રવેશ સાતમો—રમણનું મકાન.

રમણ ગભરાટમાં દાખલ થાય છે રમાને બધી હકીકત જણાવે છે અને રમાની સલાહથી પોતાનાપર ખુનનો આરોપહોવાથી ગોવા નાસી જાય છે. નરીમાન આવી ઘરની જડતી લે છે ને ઘરમાં પડેલું ટાઇમટેબલ તપાસતાં ગોવે જતી સ્ટીમરની નીચે લાલમાર્ક જોઇ રમણને પકડવા બંદર પર જાય છે.

### પ્રવેશ આઠમો—નાનુ નાણાવટીનું મકાન.

સોનેરી ટોળીમાં સપડાએલો અદી શ્રીપતરાયને નાનુની ચાલ બાજી સમજાવી ગોવે નસાડી મૂકે છે, નાનુની સ્ત્રી નિર્મળા સાથે કાન્તાનો મેળાપ થાય છે નિર્મળાની દુઃખી હાલત જોઇ કાન્તા નાનુને ધમકાવે છે નાનુ નિર્મળા પર ગુસ્સે થઇ પીસ્તોલ ફોડે છે કાન્તા વચ્ચે પડવાથી ઘાયલ થાય છે, નરીમાન ત્યાં આવે છે નાનુ કાન્તાના ખૂની તરીકે શ્રીપતરાયને ઓળખાવી નરીમાનને તેની પાછળ દોડાવે છે, અને ઘાયલ થયેલી કાન્તાને સોનેરી ટોળીના ભોંયરામાં ઉપાડી જાય છે.

( ટબ્લો )



# અંક બીજો

---

## પ્રવેશ પહેલો—ગોવાનો રસ્તો.

નાનુ નાણાવટીએ મોકલેલા ખુશરૂ, મીનુ શ્રીપતરાયની બાતમી મેળવે છે અને ખોટી ગોવા લોટરીની ટીકીટો વેચી ખીસ્સાં ભરે છે તેમના ફંદામાં રમણલાલ જે રમેશ નામ ધરાવી ગોવા આઇસ ફેકટરીમાં નોકર રહ્યો છે તે ફસાય છે અને પાછળથી ટીકીટો ખોટી છે એમ જાણી ખુશરૂને બદલે ભૂલથી શ્રીપતરાયનો હાથ પકડી તેમની પાસે ટીકીટોના પૈસા માગે છે. શ્રીપતરાય તેની સર્વ બીનાથી વાકેફ થઇ નીતિને માર્ગે જવા સલાહ આપે છે. પણ હાર્યો જુગારી બમણું રમે. એ સુત્રાનુસાર રમણ હરામનું નાણું મેળવવાનાં ખાલી ફાંફાં મારે છે.

## પ્રવેશ બીજો—સોનેરી ટોળીની ગુફા.

એક વેશ્યાની છોકરી મદિરાને નાનુ નાણાવટીએ પોતાનું હથીઆર બનાવી રાખી છે તેની સાથે વાતચીત કરે છે, ત્યાં મીનુના કાગળથી શ્રીપતરાય ગોવામાં છે એમ જાણી. કેદ કરેલી કાન્તાને તેની બાતમી આપવા કહે છે. કાન્તા જવાબ આપતી નથી, ત્યાં નાનુના માણસો રમાને લઇને આવે છે. નાનુ રમાને રમણનો પત્તો આપવા દબાણ કરે છે. રમા જવાબ આપતી નથી તેથી તેને મારવા પીસ્તોલ ફોડે છે પણ પીસ્તોલ ખાલી હોવાથી બ્હાર થતો નથી ત્યાં મદી આવી ખબર આપે છે કે પોલીસ બંગલા પર તમારી રાહ જુએ છે તેથી નાનુ, રમા અને કાન્તાને ઓરડીમાં પુરી ચાલ્યો જાય છે, મદી અકાળજીવાળી મદદથી કાન્તા, રમાનો છુટકારો થાય છે મદી, કાન્તા પાસે પોતાનું ચોરાઇ ગયેલું નાટક શોધી

આપવું એવી શરત કરાવે છે અને રસિકના ખૂનના ફ્લેશ લાઇટ થી લીધેલા ફોટાને કાગળ સમજી તેના ઉપર પોતાના નાટકનું નામ લખી કાન્તાને આપે છે.

### પ્રવેશ ત્રીજો—ગોવા આકસ ફેકટરીની ઑફીસ.

શ્રીપતરાયનું ગોલ્ડ રીસ્ટ વોચ ચોરી લોટરીની ટીકીટો ખરીદવા માટે રમણ ઘડીઆળ વેચવા ગયેલો તે પોલીસના હાથે પકડાય છે પોલીસ તેને શ્રીપતરાય પાસે લાવે છે શ્રીપતરાય ઉદારતા બતાવી તેને છોડાવે છે ત્યાં નરીમાન વૉરંટ લઇ આવે છે પણ એટલામાં આરો-પી પકડાયાનો મુંબઇ. સી. આઇ. ડીનો તાર મળવાથી શ્રીપતરાય ને કેદ નહિ કરતાં ચાલ્યો જાય છે. સોનેરી ટોળીની ગુફામાંથી છુટી થએલી કાન્તા ત્યાં આવે છે પિતા પુત્રીનો મેળાપ અને રમેશચંદ્ર નામથી રમણની કાન્તાને શ્રીપતરાયે કરાવેલી ઓળખાણ.

### પ્રવેશ ચોથો—વિકટોરિયા ગાર્ડન.

ઉદવાડાના પેસ્તનજી પાપડીવાલા ઘરડે ઘડપણ બાયડી પરણવા ની ઇંતેજારીમાં નાનુ નાણાવટીના સપાટામાં સપડાય છે, નાનુ મદિરાને " મહેરાં " બનાવી લાકડે માંકડુ વળગાડી પૈસા પડાવે છે.

### પ્રવેશ પાંચમો—નાનુનો બંગલો.

ઑકશનમાં રમણનો બંગલો નાનુએ ખરીદ કર્યો તે સિરનામે રમા ઉપર રમણના આવેલા કાગળની બાતમી નાનુ નરીમાનને આપે છે અને તેને પકડવા મોકલે છે. નાસી છુટેલા અદી અને રમાને પકડવા નાનુ અદીનો લખેલો "બાંડો સાપ" નાટક ધર્મ ચુસ્ત નાટક મંડળીને વેચે છે બાદ નાનુની ત્રીસમી વર્ષ ગાંઠના ઉત્સવમાં નાચ ગાન તાન ત્યાં એક સાથી પોલીસ મારી પાછળ પડી છે એવી ખબર આપે છે નાનુ તેને છુપાવી પોલીસને થાપ આપે છે.

( ટૅબ્લો )

# અંક ત્રીજો

## પ્રવેશ પહેલો–ગોવા આઇસ ફેકટરી.

રમેશ નામ રાખી ગુપ્ત રહેલા રમણ સાથે કાન્તાનું લગ્ન કરવાનો શ્રીપતરાય વિચાર કરી રમણને તે બીના જણાવે છે રમાના પ્રેમી રમણની મુંઝવણ, કાન્તા અહીના આપેલા ફોટાપરથી રમણ ને ઓળખે છે રમણને પકડવા નરીમાન આવે છે પણ શ્રીપતરાય તેને રમેશ તરીકે ઓળખતા હોવાથી જુબાનીમાં રમણ અહીં છેજ નહિ તેમજણાવે છે ત્યાર બાદ કાન્તાના ખૂન માટે કેદ પકડાએલા આરોપીને નિર્દોષ ઠરાવવા શ્રીપતરાય કાન્તા અને રમણનું મુંબઇ જવું

## પ્રવેશ બીજો–પેસ્તનનું ઘર.

મદિરા (મહેરાં) મીનુની મદદથી પેસ્તનના ઘરની માલ મીલકત લઇ નાસી જાય છે, પેસ્તન પાયમાલ થાય છે કીકલીની સલાહથી બદમાસનો પત્તો મેળવવા મુંબઇ જાય છે.

## પ્રવેશ ત્રીજો–વિકટોરિયા ગાર્ડન.

"બાંડો સાપ" મળ્યો છે એવી જાહેર ખબર છપાવાથી કાન્તા અહી રમણ રમાની મુલાકાત થાય છે વાતચીતમાં રમણને ઓળખી ડીટેકટીવ રમણને કેદ કરે છે રમાને કાન્તા દિલાસો આપે છે.

## પ્રવેશ ચોથો–કવીન્સરોડ નો બંગલો.

મતલબ નગરનો નવાબ બની નાનુ ઝવેરીઓ અને વેપારીઓ ને ઠગવાની ચાલ બાજી ચલાવે છે પણ નરીમાનના સકંજામાં સપડાય છે અને પોલીસને થાપ આપી નાસે છે, મીનુ, ખુરશેદ અને મદિરા કેદ પકડાય છે.

## પ્રવેશ પાંચમો—નિર્મળાનું મકાન.

કાન્તા અને નિર્મળાનો મેળાપ પતિવ્રતા નિર્મળાની પતિભક્તિ, નાસી આવેલા નાનુને સંતાડવાનો નિરધાર કાન્તાનું વચ્ચે પડવું ત્યાં નરીમાન આવી નાનુને કેદ કરે છે.

## પ્રવેશ છઠ્ઠો—પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ કોર્ટ.

કાન્તાના ખૂનના આરોપમાં કેદ પકડાએલા શામલાલને શ્રીપતરાય ઉર્ફે રામલાલ હાજર થઇ મુક્ત કરાવે છે. પણ તે હર્ષઘેલો થાય છે ત્યાં સાક્ષીઓની જુબાનીથી નાનુ નાણાવટી ઉપર રૈયતને ઠગવાના તથા ખૂનના આરોપ પુરવાર થાય છે. બદમાસ નાનુ બદલાએલો રંગ જોઇ આપઘાત કરે છે.કીમાયાગર અપ—ટુ—ડેટ મવાલી નાનુ નાણાવટીને તેના પાપનું ફળ મળે છે.

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!



# પાત્ર પરિચય

## પુરૂષ પાત્રો

નાનુ નાણાવટી—(કીમિયાગર અપ-ટુ-ડેટ મવાલી)
રમણુલાલ—મુંબઇનો શ્રીમંત યુવાન
રસિકલાલ—રમણુનો મિત્ર
અર્જેશાર અડાજનીયો—રસિકનો કસાઈ
શ્રીપતરાય ઉર્ફે રામલાલ—ગોવા ગ્લાસ ફેક્ટરીના માલિક
શામલાલ—રામલાલનો ભાઇ
નરીમાન—પોલીસ ઇન્સપેક્ટર
બીનુ } સોનેરી ટોળીના મેમ્બર
ખુરશેદ
નંદુ
પેસ્તનજી પાપડીવાલા—ઉદવાડનો ભોળો પારસી

---

## સ્ત્રી પાત્રો

રમા—રમણુની પત્ની
કાન્તા—શ્રીપતરાયની પુત્રી
નિર્મળા—નાનુની ધર્મપત્ની
મદિરા—નાનુની રખાત વેસ્યા
કીકલી—પેસ્તનજી ની નોકરડી

તદુઉપરાંત પોલીસ, છોકરા, ઝવેરીઓ, વેપારીઓ, મવાલીઓ, ઇત્યાદિ.

સ્થળ—મુંબઈ, અંધેરી, ઉદવાડા

સમય—વીસમી સદી

---

# કીમિયાગર

અથવા

# અપ-ટુ-ડેટ-મવાલી.

---

## મંગલા ચરણ.

બાળાઓ— ૧

જય જય જગનાથ સ્વામિ પુનિત પરમ પૂર્ણકામ,
શરણ રહીએ કરૂણાકર, આત્મન્ અભિરામ રે તુ.
આપો સુયશ નટવર, આપ સકલ વિપદ્ હરણ;
શ્રેયસ્કર નાટય સફલ, અજર અમર અગમ નિગમ,
સહુ જીવ વિરામ રે તું.

બાળાઓ— ૨

દિલમાં ના ડરે.
નિજ ભાન ભૂલે, મદ મોહ ડૂલે,
નીતિ ધર્મ તજે, મન મૂરખ માન.
અભિમાન ધરે. દિલમાં.

પુણ્ય પંથ પાપી પરહસ્તા
પાપ અમાપ અવનીમાં કરતા.
જીવન ધૂળ જગમાં કરે— દિલમાં.

કંચનીયો— ૩

અમન ચમનનાં ગુલશન ખીલ્યાં
લેવા સુવાસ—
કમ એલોંગ કમ એલોંગ વી વીલ ગો
ફાર એન્ડ અવે વેર ધ ફેરી લીન્ઝ.
હાસ્યને ઉલ્લાસના જ્યાં વ્હાલા એ વિલાસ
છે રસ સસ—
રસિકહ્રદ્ અભિલાષ, છે વિલાસ—
પ્રિયકર પ્રીતિ પાસ—
લાફ લાફ લાફ ઓલ ફ્રેન્ડઝ, હેવન્લી બીંગ્ઝ.

કાન્તા— ૪

સકલ સુધારસ ભરી સુહાયે
મનહર મીઠી પ્રિયતમ પ્રીતિ.
રસિક હ્રદય રસઘેલાં બને—
પ્રિયતમ પ્રિયકર પ્રેમ પરિમલ,
રસભર સુખકર શીતલ સ્નેહલ,
મમમન મુદભર થાયે થાયે—

કાન્તા-નાનુ— ૫

રસભર મનહર પ્રિયવાગી, વ્હાલની વીણા.
રણકાર હ્રદય ડોલાવે
રસધાર રસિક રેલાવે
મસ્તાન બને મનડાં મીઠાં, આ વ્હાલની વીણા.
પ્રેમ પ્રતિમા પ્રેમભરેલી, અધર અધર રસ અમૃતપાન—
પ્રિયકર પીશું નિશદિન પાશું દેશું દિલનાં દાન મીઠાં,
આ વ્હાલની વીણા.

રમા— ૬

ગોરે ગોરે મુખપર બેસર સોહે
ઓર સોહે નયનન કજરારે,
સેંસફુલ બેંદી સોહે
કંઠમાલા ઉર
ઓર સોહે મોતીયન ગજરારે—

રમા— ૭

પ્રણય પૂજારી પીયુ આપની હું દીનકિંકરી,
પૂજીશ પાય દેવ આપના હું દીનકિંકરી;
હજાર આફતો આવે છતાં ડરવું શાને ?
શિરે છે આપની છાયા તો સુખી દીનકિંકરી.
સુકાની આપ છો સંસાર સિન્ધુ તારનારા,
દયાળુ દેવ છો મારા હું તમારી દીનકિંકરી—

રમા— ૮

સુખ દુઃખમાં અબળા, સ્વામિની સાચી સાથીદાર
અમીરી ફકીરી છે દુનીયાની માયા,
ચડતીના ખોટા ચમકાર—
સ્વામિ સેવામાં છે સુખ સહુ સમાયાં
ભરપૂર ભર્યા છે ભંડાર—
જુદી થશેના કાયાથી છાયા,
સ્ત્રીનો સહારો ભરથાર—

નિર્મળા-- ૯

ગમે તેવા છતાં આ રંકના આરાધ્ય દેવ.
મને વ્હાલી સદા સંસારમાં છે સ્વામિ સેવા,
ન ચાહું સુખનાં સાધન વળી વૈભવ વિલાસો.
જગત જંજાળથી મારે નથી કંઇ લેવા દેવા,
જીવન વિશ્રામ દિલારામ પુરણ કામ મારા.
પતિ બ્રહ્મા પતિ વિષ્ણુ પતિ દેવાધદેવા.

કાન્તા-- ૧૦

જાહેરમાં લાવીશ તારી દમબાજી,
ગુમાની નીચ પાજી રહ્યો શાને તું ગાજી ?
સતી સુભાગી સ્ત્રીને સતાવે,
અરે ધિક્કાર હોજો ફીટકાર.
રંગ ઢંગમાં તું પૂરો મવાલી,
નિરખી કુકર્મ તારાં પૂર્વજ રહ્યા છે લાજી.



# અંક બીજો.

---

મીનુ— ૧૧

મહા પંડિત દૈવાચી રેષા પહાનારા જોતીષવાલા.
હિમાલય પર્વત વરૂની આકાશ પન્થે ઉડોની હો આલા,
શનિચી વક્રનજર અસે મંગલ ધામી
ગુરૂલા ચંદ્ર બગોની નયેતી કામી
રવિ શશી ઝુળતા હોઈલ નામી
શુક્ર નસીબી અસેલ સ્વામિ
ત્યાચા પાર બેડા નસે બખેડા મીળે વનાલા.

અહિરા— ૧૨

ભાવના ભરાય મારૂં હૈયું હરખાય,
જગાવે પ્રેમ જ્યોત પ્રિય આંખડી.
અધિરી થાય જોઈ વ્હાલમની વાટડી,
ઉજાસ ઉરમાં અનેરા કંઇ થાય,
નચાવે નાચ નાચે પ્રિય આંખડી.
પ્રિયકર પ્રેમભારે રસિક હૃદય ઠરે,
અમીરસ સીંચે સીંચાય; રગેરગ રેલે રેલાય.
નચાવે નાચ નાચે પ્રિય આંખડી.

અહિંશ-નાનુ— ૧૩

રીસાશોના રસિલી માનો માનો
ઉંહું છણકાઈ છેટાં નવ રહીએ

૧૫

તમે ધૂતારા કામણ કરનારા ઠગારા,
અમે મનડાની વાત કોને કહીએ,
રાખો સ્નેહની મીઠાશ.
વિમળ વ્હાલના વિલાસ— ઉંહું ઉંહું.
છણકાઇ છેટાં નવ રહીએ.

વ્હાલથી વિનતિ કરૂં વ્હાલી કહે ઉંહું
શબ્દાર્થના સમજી શકયો એશું હશે ઉંહું !
સમજવા સાહસ કરૂં ત્યાં એ નડે ઉંહું.
વિલાસની વચ્ચે જુઓ આવી પડે ઉંહું.

અહિંશ— ૧૪

ફેશનમાં ફક્કડ થઈ ફરવું, દુનીઆમાં કોઇથી ના ડરવું,
મરવું પડે તો મરવું પણ બસ પોઝીશનમાં મરવું.
પેંટ કોટ બુટ સ્ટૉકીંગ પહેરી જેન્ટલમેન થવાનું.
પ્લેઝર કરશું પાલવે જઇને, હેંગીંગ ગાર્ડન ફરવાનું.

પેસ્તન—બુઢ્ઢાપામાં બાસઠ વરસે મલી ફાંકડી નારી.
જાનીટારે કાજે હું જોડાવું ઘોડાગારી.

નાનુ— ૧૫

સહાય કરશે સરજનહાર
થાશે મારો બેડો પાર
વાંદરામાં પાલી હીલ પર ફેરવીશ મોટરકાર.
મોટરમાં બ્રાન્ડી શેરીસ્ટાર સાથે એક માશુક ગુલઝાર.
લ્હેર ઉડાવતાં અમને જોઇ હરકોઇ કરશે ચર્ચા.
આ ચાલ્યો લખપતિનો દીકરો ને સાથે મીસ માહતાબ
સહુ દોસ્તો મગરૂર થઈ પૂછશે કે અમને કહો જનાબ.

કોરસ.

હુ વેરયુ વીથ લાસ્ટ નાઈટ,
ઈટ વોઝ-ન્યોર સીસ્ટર, ઈટ વોઝ-ન્યોર મા, હા—હા-હા.
હુ વેરયુ વીથ લાસ્ટ નાઈટ.
આઉટ ઓફ ધી પેલ મુન લાઈટ,
વીઆર ગોઇંગટુ ટેલયોર મીસીસ વેનયુ ગેટહોમ—

છોકરાઓ— ૧૬

હીલ મીલકર મનવાયે ખુશીયાં
છલ બલસે ખુશ કરદે રસીયાં
ખીલકર હમ કલીયાં.
અયસ ઉડાયેયાં બનકર રંગ રલીયાં,
જ્યુ બીખરે મોતીકી લડીયાં કે હમ હય ફુલોંકી છડીયાં.
અય શૌકીન શ્રીમાન, હરઆન હમ કુરબાન.
અય મહેરબાન પૂરા હો તેરા ભી અરમાન,
તું હૈ શાનદાર આલીવિકાર આલીશાન.
ફુનાહો તેરા યકબાલ જીશાન ખુશ નિશાન.

# અંક ત્રીજો.

---

મદિરા-પેસ્તન— ૧૭

છોડો છેડો ન છેડો છબીલા છકેલા
મારી નાજુક કમર બલખાય છે.
હું છું જોબન મદમાતી લટકાળી મારી ચાલ.
જાનેજીગર આ જીગર ધવાય છે,
મીઠી માશુક મસ્તાની બનાવી દિવાની
મારા કાળજામાં કંઇક કંઈક થાય છે.
રૂપ જોઇ દુનીયાં દિવાની થાય છે.
એક બોસો આપો શું તકરાર કરોજી,
વ્હાલા ખાનદાનનો જરા વિચાર કરોજી,
કરૂં ખિદમત દિલદાર
છોડો છોડો સરકાર
ખીલી જોબન ફુલવાડી લૂંટાય છે,
મારી આશા અધૂરી રંહી જાય છે.

રમા-- ૧૮

દુઃખ ક્યાં સુધી સહીએ આધાર એક તારો
બળતાં જીગર અમારાં સંતાપ તાપ ઠારો

તોફાનમાં પડેલી ભવસાગરે ડુબે છે
સાચા થઈ સુકાની નૈયાં અમારી તારો
ભૂલાં પડીને ભટક્યાં ભોળા અમે પ્રવાસી
જીવન બચાવવાનો એક રહ્યો ન આરો.

નાનુ— ૧૯

ડોલાવી જાણે તો સ્હેજ દુનીયાં આખી ડોલે
વીસમી સદીનાં વંઠેલાં વાજાં બેસુરાં બોલે
પડતા ઉપર પાટુ મારે નબળાને દે ધક્કા
ધંધો ધાપો છોડી રમતા રખડુ પંચા છક્કા
ઉપરનો ભપકો ભારી પણ છે ખીસ્સાના ખાલી
આજકાલના જેન્ટલમૅનો અપ ટુ ડેટ મવાલી.

નિર્મળા— ૨૦

યુવાની દિવાની
ભાન ભૂલવીને ભમાવે રે ગુમાની,
જન જીવન વિષમય કરતી
નીતિ ધર્મ કર્મ પરહરતી,
મદમસ્ત મોહ મસ્તાની— યુવાની.

નિર્મળા—　　　　　　　　૨૧

સુંદરી સતી ધર્મ સંભાળો.

　　　　　પ્રિય પતિ પ્રેમને પાળો.

સુખ દુઃખ સમાન, ધરી ધૈર્ય ધ્યાન,

નીતિ ધર્મ કર્મ નિહાળો, સંભાળો,

પતિ પુનિત નામ, પ્રિય પુરણ કામ—

　　　　　છે સુખ સ્વર્ગ સંસારે.

નાથ નામથી નેહ લગાવી, પતિ પ્રેમને પાળો.



# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો મુંબઇ ગુજરાતી નાટક મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીમતે મળશે. વી. પી. થી મોકલવામાં આવશે નહીં.

૧ સૌભાગ્ય—સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર.
૩ કામતા.
૪ મંજુ—બંસરી.
૫ સુધા—ચંદ્ર.
૬ સ્નેહ—સરિતા.
૭ મેઘ—માલની.
૮ આનંદ—લહરી
૯ પ્રતાપ-લક્ષ્મી.
૧૦ કુલીન—કાન્તા.
૧૧ હરિશ્ચંદ્ર.
૧૨ કનક—તારા.
૧૩ કુંદબાળા.
૧૪ ચઢા ૧૫ રાજ—બીજ
૧૬ મેવાડનો પ્રતાપીચંદ.
૧૭ દુઃખી બાઇ બ્હેન.
૧૮ પ્રેમકળા.
૧૯ માનસિંહ—અમરસિંહ.
૨૦ મુળરાજ ગોલંકી.
૨૧ સુંદર—વેણી.
૨૨ રસીક—માણી.
૨૩ બારિસ્ટર.
૨૪ રામ—ચરિત્ર.
૨૫ જયરાજ.
૨૬ પુષ્પસેન—પુષ્પાવતી.
૨૭ નૃસિંહાવતાર.
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ.
૩૧ મોહિની.
૩૨ જહાંગીર શાહ ગૌહર.
૩૩ અજબ કુમારી.
૩૪ નળ—દમયંતી.
૩૫ લલિતા દુઃખદર્શક.
૩૬ લક્ષાધિપતિનો રમણ.
૩૭ સંગતનો રંગ.
૩૮ દાગે હસરત
૩૯ નેક અંજામ
૪૦ જુગલ જુગારી.
૪૧ નંદ બત્રીસી
૪૨ નવલશા હીરજી.
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત—પ્રભા.
૪૫ સગતનાં ફળ.
૪૬ વિશ્વલીલા
૪૭ નિહરમે ફરજંદ.
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યા.
૫૦ નવલ—કુસુમ.
૫૧ ખાનદાને ગુલ.
૫૨ રામ—રતન.
૫૩ શકુંતલા.
૫૪ ભદ્રાભામની.
૫૫ વિમળા.
૫૬ ગોસીલી હીરા.
૫૭ શ્રી દેવી.
૫૮ કનક—કિશોરી.
૫૯ ગુમાન—તારા.
૬૦ નાગમતિ.
૬૧ જહરી અંગુસ્તરી.
૬૨ સૌભાગ્યનો સિંહ.
૬૩ સારંગ લક્ષ્મણા.
૬૪ આરત સંતાન.
૬૫ વીર માનસિંહ.
૬૬ મોહક મહિલા.
૬૭ કુમળી કળી.
૬૮ જમાનાનો રંગ.
૬૯ સતિનો પર્વત.
૭૦ કોલેજની કન્યા.
૭૧ કાશ્મીરનું પ્રભ
૭૨ કુદરતનો ન્યાય
૭૩ સ્વામિભક્તિ.